નિવેદન

ગુજરાતી ભજનસાહિત્ય અંગે કામ કરવાની પ્રેરણા મને ન્હાનાલાલ, ખબરદાર, સુધાંશુ આદિ અર્વાચીન ગુજરાતી સાહિત્યના પ્રસિધ્ધ કવિઓ-ની કવિતામાંથી મળી છે. કોલેજ અભ્યાસના પ્રારંભકાળથી યોગ્ય અવસર મળે તો ભજનસાહિત્ય વિષે સંશોધન કરવાની મનીષા સેવી હતી. ઇ.સ. ૧૯૬૦ થી ગુજરાતી ભજનસાહિત્યનું પરિશીલન શરૂ થયું હતું. ભજનો ગાઇને નિર્વાહ ચલાવતા ભરથરીઓ, ભજન-કીર્તનના શોખીન સાધુ-સંતો, પ્રાચીન લોકસંતવાણીને કંઠે ધારણ કરતા ભાટ-ચારણો અને આયરોની ભજનમંડળીઓ પાસેથી અનેક ભજનો મેં સાંભળ્યા, ઉતાર્યા અને એનાં શંકાસ્થાનોની પણ જાણકાર પુરુષો સાથે ચર્ચાઓ કરી. રાજકોટના રેડિયો કેન્દ્ર ઉપરથી વહેતી ભજનધારામાંથી મને મારા અભ્યાસમાં આવશ્યક ઘણી સામગ્રી મળી છે.

રાજકોટની ધર્મેન્દ્રસિંહજી કોલેજના તે વખતના પ્રિન્સીપાલ ડો. કે. બી. વ્યાસ સાહેબના વત્સલ માર્ગદર્શન નીચે પીએચ.ડી. માટે આ વિષયમાં સંશોધન કરવાનો નિર્ણય કરી ૧૯૬૬ ના જુલાઇથી આ વિષયમાં વ્યવસ્થિત અધ્યયન, વસ્તુસંચયન અને આલોચન શરૂ કર્યું. ડો. કે.બી. વ્યાસ સાહેબે એમનો પુષ્કળ મૂલ્યવાન સમય ગાળીને ખૂબ મમતા અને પ્રેમથી મને માર્ગદર્શન આપ્યું છે, અને સાથે રાખીને આ વિશાળ અધ્યયનક્ષેત્રમાં યાત્રા કરાવી છે, અને મારું લખાણ સાદ્યંત પુનઃપુનઃ જોઇ મઠારીને એને છેલ્લો આકાર આપવામાં જે અસીમ સહાયતા કરી છે એનો એ ઉપકાર શબ્દોમાં વર્ણવી શકવા હું સમર્થ નથી. એમનાં અનેક મહત્ત્વનાં કામો મહિનાઓ સુધી પડતાં મૂકી એમણે જે આ નિબંધનું સમુચિત સંસ્કરણ કરવામાં સહાયતા ન કરી હોત તો આ કામ કદીયે પૂર્ણ થઇ શક્યું ન હોત. એ માટે મારા ગુરુવર્યનો આજીવન પરમ ઋણી છું.

મારા આ મહાનિબંધમાં મને ડો. ઉમાશંકર જોશી, સ્વ. વિદ્વદ્વર્ય શ્રી ડોલરરાય માંકડ સાહેબ, શ્રી ચંદ્રવદન મહેતા, શ્રી ગુલાબદાસ બ્રોકર,

શ્રી કે. કા. શાસ્ત્રીજી, મારા વિદ્વાન અધ્યાપક શ્રી પ્રો. ઉપેન્દ્રભાઇ પંડ્યા, ઓલ ઇન્ડિયા રેડિયોના અમદાવાદના સ્ટેશન ડાયરેક્ટર શ્રી ગિજુભાઇ વ્યાસ, શ્રી ઇન્દુલાલ ગાંધી, પ્રા. ડો. મહેન્દ્ર દવે, કવિ દુલા કાગ, શ્રી જયમલ્લ પરમાર, શ્રી મકરંદ દવે વગેરે વિદ્વાન મુરબ્બી-ઓએ મને સલાહસૂચન અને પ્રોત્સાહન આપ્યાં છે એ માટે એમનો હું અંત:કરણપૂર્વક આભારી છું.

લોકજીવન ને ભજનસાહિત્ય સાથે જે ખૂબ વણાઇ ગયા છે એવા શ્રી જયમલ્લ પરમાર, અને પ્રસિધ્ધ ભજનકવિ મુરબ્બી શ્રી મકરંદ દવેએ આ વિષયની મારી સાથે પુન:પુન: ચર્ચા કરીને મારા અધ્યયન વિષય ઉપર કેટલોક કિંમતી પ્રકાશ પાડ્યો છે એ માટે તેમજ આ મારા અધ્યયન વિષય અંગે અનેક કિંમતી સૂચનાઓ આપીને મને ખૂબ ઉપકૃત કર્યો છે.

સમર્થ યોગસાધક, અદ્યતન કવિતાસાહિત્યના શિરમોર સમા શ્રી સુંદરમ્ સાથેના વાર્તાલાપોએ મને અર્વાચીન ભજનસાહિત્ય સંબંધે નવી દૃષ્ટિ આપી છે.

આ ઉપરાંત અનેક નામી, તેમજ પ્રમાણમાં અલ્પજ્ઞાત ભજનિકો, ભજનમંડળીઓ અને ધાર્મિક જગ્યાઓના અધિષ્ઠાતાઓએ મને મારી સામગ્રી એકત્ર કરવામાં ખૂબ સાથ આપ્યો છે. એમના આટલા સહકાર વિના પુષ્કળ અપ્રકટ સામગ્રીનો હું ઉપયોગ કરવાને શક્તિમાન થાત નહિ. તેમજ પોરબંદરના વૈષ્ણવાચાર્ય ગોસ્વામી શ્રી ગોવિંદરાયજી મહારાજે તેમજ અહીંના રાજ્ય-આચાર્ય, શતપથમાર્તંડ શ્રી રેવાશંકર અનુપરામ દવે અને એમના વિદ્વાન સુપુત્ર દૈવજ્ઞભાસ્કર, શાસ્ત્રીજી રવિશંકર રેવાશંકર દવેએ મને આપણા દર્શનોની આંટીઘૂંટીઓ અવારનવાર સમજાવવાની કૃપા કરી છે, તેમનો પણ હું ખૂબ આભારી છું. કેટલાક સલાહસૂચન માટે વૈશ્વાનરના તંત્રી શ્રી પ્રેમલાલભાઇ ગો. મેવચાનો પણ હું આભારી છું.

આ મહાનિબંધની સંકલના નીચે પ્રમાણે કરી છે.

૧. આ મહાનિબંધના : ખંડ-૧: ત્રીજા પ્રકરણમાં ભજનની વ્યાખ્યા આપી છે, ભજનની વિષય-ચર્ચા છે. ભજનનું ભાવતત્ત્વ, એનું લયમાધુર્ય

દર્શાવ્યું છે અને સમગ્રતયા એનું મૂલ્યાંકન કર્યું છે.

૨. ગુજરાતી ભજનસૃષ્ટિના પ્રેરક પરિબળરૂપે સિધ્ધસાહિત્ય, નાથસાહિત્ય, કબીરની રચનાઓ અને રામકૃષ્ણની ભક્તિનું સાહિત્ય સદૃષ્ટાંત ચર્ચ્યું છે. ગુજરાતી ભજનસાહિત્ય પર ક્યા ધર્મ-સંપ્રદાયોની અસર પડી છે એ પણ વિગતે ચર્ચ્યું છે.

૩. ખંડ-૩ માં મહત્ત્વની ચર્ચા કરી છે – ભજનના ભાવતત્ત્વની સમીક્ષા કરી છે. અને ભજનમાં શ્રી ગણેશ, શારદા, ગુરુ, શબ્દ અને કથાનું મહત્ત્વ દર્શાવ્યું છે. અનેક પંથોની ભજનસૃષ્ટિની વિપુલતાનો ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે.

૪. ખંડ-૪ માં ચિરસ્મરણીય ભજનસર્જકો અને એમની ભજનમંડળીઓની પરિચય-નોંધ આપી છે. લગભગ ૮૦ ઉપરાંતના નામી-અનામી ભજનસર્જકોનો આ રીતે પરિચય આપવામાં આવ્યો છે. સર્જકની જ્યાં કશી જ જીવનકથા મળતી નથી ત્યાં તેમના અક્ષરસ્વરૂપનું જ વિવેચન કર્યું છે.

૫. આ મહાનિબંધના વિષય સાથે સંગત અને પ્રસ્તુત તેટલી તત્ત્વ-ચિંતનની વિગતો ખંડ-૫ માં રજૂ કરવામાં આવી છે. એમાં વેદોપનિષદ્ સુધી ભજનસૃષ્ટિના ચિંતનના સગડ કાઢયા છે ને જરૂરી સરખામણી કરી છે, અને જરૂર લાગી છે ત્યાં દૃષ્ટાંતો આપ્યાં છે. વિસ્તારભયે ક્યાંક દૃષ્ટાંતોને સ્થાને સાર માત્ર આપીને ચલાવી લીધું છે. વસ્તુતઃ તો "ભજનનું તત્ત્વચિંતન" એ જાતે જ એક સ્વતંત્ર મહાનિબંધનો વિષય બની શકે તેમ છે.

૬. લોકકંઠમાંથી વહેતી ભજનવાણીનું વિસ્તૃત અવલોકન કર્યું છે. આ માટે ઘણા ગ્રામપ્રદેશો, ધાર્મિક તીર્થસ્થાનો અને જગ્યાઓની ભજન-મંડળીઓમાં ભજનિકોના કંઠે ગવાતાં ભજનોને સાંભળીને ઉતાર્યાં છે. એ ગ્રંથસ્થ નહિ થયેલ ભજનોનું લોકકંઠે સચવાયેલું રૂપ જ આપી શકાયું છે.

૭. આ મહાનિબંધની તૈયારી દરમ્યાન અનેક માર્ગી સંતોની સાથે માર્ગીપંથ અંગે ચર્ચાઓ થઇ હતી, અને એમના પંથનાં રહસ્યો એમની પાસેથી જે જાણી શકાયાં તે વિષે અહીં ચર્ચા કરી છે.

૮. ભજનસર્જકોના જીવનમાં બનેલા કહેવાતા અને ભજનોમાં નિરૂપાયેલા ચમત્કારોને આ મહાનિબંધમાં સ્થાન ભાગ્યે જ આપ્યું છે. ને જ્યાં આપ્યું છે ત્યાં એ સંદર્ભમાં કોઇ વિશિષ્ટ રહસ્ય બતાવવાનો હેતુ રહેલો છે.

૯. મધ્યકાલીન નામી-અનામી ભજનસર્જકો અને કેટલાંક ભજનોનું નિઃસંદેહ કર્તૃત્વ જાણી શકાયું નથી. અમુક ભજન અમુક જ ભક્ત-કવિનું છે એમ કહ્યું છે ત્યાં ભજનસંગ્રહો, ભજનરસિકો અને અભ્યાસીઓના મંતવ્યને પ્રમાણ માન્યું છે. મધ્યકાલીન ભજનોમાં તેના સર્જક કરતાં એનું સર્જન જ વિશેષ મહત્ત્વનું છે એટલે આમાં મતાંતરોને કારણે અધ્યયનની મૂળભૂત માંડણીને ક્ષતિ નહિ પહોંચી હોય એવી આશા છે.

૧૦. પ્રાચીન કે મધ્યકાલીન ભજનોમાં મૂલ્યાંકનમાં પ્રમાણભૂત સંપાદનો અને ભજનમંડળીઓ અને તે જગ્યાના સાધુ-સંતોના અભિપ્રાયને મહત્ત્વ આપ્યું છે.

૧૧. મહાનિબંધનો મધ્યકાલીન વિભાગ ગોરખનાથથી માંડીને દયારામ સુધીનો ગણ્યો છે.

૧૨. અર્વાચીન વિભાગ નર્મદ-દલપતથી માંડીને લગભગ આજ સુધીનો ગણ્યો છે. અને આ યુગમાં રચાયેલાં ભજન-કાવ્યોની પરિચયાત્મક સમાલોચના કરી છે.

મારી ધારણા કરતાં આ મહાનિબંધ, ખૂબ સાહિત્ય કાપી નાખ્યાં છતાં, લાંબો થયો છે. પ્રથમ તો માત્ર મધ્યકાલીન ભજનોના જ અધ્યયનમાં આ સ્વાધ્યાયને સીમિત કરવા ધારેલો. પણ પછી વર્તમાનમાં પણ ભક્તિકવિતાની જે સરવાણી વહી છે એના પ્રવાહને પણ આમાં ભેળવી દેવો ઇષ્ટ માન્યો, જેથી એક જ સ્વાધ્યાયમાં સંપૂર્ણ ગુજરાતી ભજન-સાહિત્ય વિષેની સામગ્રી સુલભ થાય.

ભજનસાહિત્યના કેટલાક પારિભાષિક શબ્દોની અર્થસૂચિ સ્વાધ્યાયને અંતે આપી છે.

ખૂબ સાવધાની છતાં ગુજરાતી ટાઇપલેખનમાં અનિવાર્યપણે કેટલીક અપૂર્ણતાઓ રહી ગઇ હશે એ ક્ષન્તવ્ય ગણાશે.

આ અધ્યયન આમ બને તેટલું પૂર્ણ અને શાસ્ત્રીય બનાવવાનો પ્રયત્ન કર્યો છે, એમાં કેટલી સફળતા મળી છે એ આ વિષયના માર્મિક વિદ્વાનો જ કહી શકશે.

હિમાંશુ દામોદર ભટ્ટ.